# OE 24 – Thanking Nitesh & his team for helping Sanatanis / સનાતાનીઓને મદદ રૂપ થવા બદ્દલ નિતેશભાઈ અને ટીમનો આભાર

10-Oct-2010
|| જય લક્ષ્મીનારાયણ ||

પુરષોત્તમભાઈ અને અન્ય ભાઈઓ નિતેશભાઈને કોઈ પણ જવાબના આપવાની બહુ સારી અને સાચી વાત કરી છે તેમજ સાચા સમય પર કરી છે.

("શ્રી નારણ બાપાના સંતાનનું એડ્રેસ્સ આપવા વિનતી" આ Subject ધરવતા ઈમૈલઓ માં આ વાત લખી છે)

અમો સમાજના કામે જ્યાં જ્યાં જતા અને મુમનાઓ સામે કડક પગલાં ભરવાની વાત કરતા તો આપણા (સનાતની) ભાઈઓ એમ કહેતા કે...

કડક પગલાં લેવાની શું જરૂર હે?
આપણે એને પ્રેમથી સમજાવશું તો સમજી જશે?

એ લોકોને ખબર નથી કે સતપંથ એ હિંદુ ધર્મ નથી. આપણે કહેશું તો સમજી જશે. આપણે સાચા છીએ અને આપણી વાત સાચી છે તો એ લોકો કેમ નહિ સમજે? વગેર વગેરે... તમે સમજી શકો છો.

ત્યારે અમે એમ કહેતા (અમારું કામ, મકસદ) કે સતપંથીઓ કોઈ અજાણ નથી, ૫૦-૬૦ વર્ષ પહેલાંની વાત જુદી છે, હવે અભ્યાસનો સ્થર વધી ગયો છે એટલે...
એ લોકો બધુજ જાણે છે તોય તેમણે મુમના બની રહેવામાં ગર્વ અનુભવે છે.
આવા લોકોને તમે ગમે તેટલું સાચું સમજાવો, તેવો નહિ સમજે.

અને ખોટું બોલવામાં આ લોકોએ PhD (માહેરાત) કરી (મેળવી) છે.


જે સીધી સ્પષ્ટ વાત હોય તેણે મારી મચડીને એવી ખોટી રજુવાત કરશે કે તેમણે ખબર નહિ પડે. આ લોકો તાકિયા પળે છે, એટલે ખાલી દેખાવ બહારથી હિંદુ જેવો હશે પણ અંદરથી મુસ્લિમ ધર્મનું આચરણ કરે છે.

અમો આ વાત સમજાવી સમજાવી થાકી ગયા પણ આપણા અમુક બીનઅનુભવી (in-experienced) લોકો (દુર્ભાગ્યવશ સારી સંખ્યામાં હતા…., જે હવે ઓછા થઈ ગયા છે) તેવોને આ વાત ગળે ન ઉતરતી.

બીજી બાજુ, ઘણા લોકોને ખ્યાલ હશે કે આ ગ્રુપ માં અમુક સતપંથી ભાઈઓ પહેલાં હતા અને એ લોકો પણ નિયમિત ઈમૈલ લખતા. તેવોની ભાષા પર કોઈ લગામ ન હતું. નિતેશભાઈ પણ તેમના માં એક ભાઈ હતા.

નિતેશભાઈ શિવાયના, તેમના સાથીદારો એક એક કરતા ધીરે ધીરે ગ્રુપમાં તેમની મર્યાદા પાર કરતા ગયા અને તેમણે ગ્રુપમાંથી કાઢી નાખવામાં આવ્યા. નિતેશભાઈએ પણ ઘણી વખત તેમની મર્યાદા પાર કરી ને ઈમૈલ લખ્યા અને મને ઘણી વખત મોકો આપ્યો કે હું તેમણે ગ્રુપમાં થી બહાર કાઢી નાખું. પણ મેં એમ ના કર્યું.

સતપંથીઓ (મુમનાઓ) નું તરફેણ કરવાવાળા લોકોને ગ્રુપમાં રાખવાનો જે હેતુ હતો તે હજી પૂર્ણ થયો નોહ્તો. એટલે નિતેશભાઈને ગ્રુપમાં રહેવા દીધા. દિવસો દિવસ નિતેશભાઈ ખોટું પર ખોટું લખતા ગયા અને તેમના ઈમૈલને હું ગ્રુપ માં પાસ કરતો ગયો. ધીરે ધીરે લોકો, તેમના ઈમૈલઓની નોંધ લેવા લાગ્યા અને લોકોને સમજાયું કે આ માણસ તદ્દન ખોટાડો છે. એટલુંજ નહિ લોકોને એ પણ સમજાઈ ગયું કે આ માણસ એકલો નથી પણ તેના સાથે એક મોટી ટીમ છે જે સોચી સમજીને (ખોટું) લખે છે. નિતેશભાઈના તદ્દન ખોટા, પાયા વગરના જવાબો, તેમજ, આને પૂછો, ઓને પૂછો જેવા (વેવલા) કહેવાતા પુરાવાઓ, ચર્ચાને ગેર માર્ગે દોરવાના પ્રયાતોનો ભર્યા ઈમૈલઓ હોવા છતાં, ગ્રુપમાં પાસ કરીને મેમ્બરો સુધી પોહાન્ચવા દેતો.

આના લીધે એક સારું કામ એ થયું કે જે કામ અમો (સનાતની ભાઈઓ) આપણાજ લોકોને, ઉપર જણાવ્યા પ્રમાણે, સમજાવી સમજાવી થાકતા, તોય અમુક લોકોના સમાજમાંના આવતી, તે કામ, અમારી માટે નિતેશભાઈ અને તેમની ટીમે બહુ સરળ કરી આપ્યું.



ધીરે ધીરે અન્ય લોકોના મને ઈમૈલઓ આવતા ગયા કે આ તો તદ્દન ખોટાડો માણસ છે, તો આવા માણસ ના ઈમૈલ કેમ ગ્રુપ માં પાસ (મોકલાવો) કરો છો. હું લોકોના પ્રતિસાદો લેતો ગયો અને યોગ્ય સમયની રાહ જોતો હતો. ધીરે ધીરે લોકોનો, (જેમાં ઉપર જણાવ્યા પ્રમાણેના અમુક બીનઅનુભવી લોકોનો પણ સમાવેશ થાય છે) નિતેશભાઈ અને તેમના ટીમ સામે આક્રોશ વધતો ગયો અને લોકો ખુલ્લામાં કહેવા લાગ્યા કે આ લોકો (નિતેશભાઈ અને તેમની ટીમ) ને કોઈ શરમ નથી, ગમે તેમ બાફ્યા રાખે છે અને ખોટું લખ્યા રાખે છે. મને સંતોષ થવા લાગ્યો કે, જે આપણા લોકોને સમજાવાનું અગરુ કામ હતું, તે આપણા વતી, નિતેશભાઈ અને તેમની ટીમ સારી રીતે આગળ ધપાવી રહી છે.

હાલમાં મને એમ લાગ્યું કે નિતેશભાઈ અને તેમની ટીમ દ્વારા લખેલ ઈમૈલનો, સંદેશ (સમાજવાનો સંદેશ, જે ઉપર જણાવેલ છે) લોકો સુધી પુરતો પોહંચી ગયો છે. એનાથી અમોરો મકસદ (નિતેશભાઈને ગ્રુપ માં રાખીને આમારી વાત નિતેશભાઈના દ્વારા કહેડાવવાનો) પુરો થાય છે. એટલે હવે પછી નિતેશભાઈના ઈમેઈલો આ ગ્રુપમાં નહિ આવે.

જે કામ અમો સામે ચાલીને સારી રીતે, સંતોષ કારક નોહતા કરી શકતા હતા, તે કામ નિતેશભાઈ અને તેમની ટીમે આપણી માટે કરી આપ્યું છે, તે બદ્દલ નિતેશભાઈ અને તેમની ટીમને આભાર.

Real Patidar
www.realpatidar.com

Download / Print / View full article, with attachments [Best Option]:
~~http://www.box.net/shared/bl50pe4myv~~

https://archive.org/details/OE024